# બહુચરાજી માતાનો

# ગરબો

સોળ કડીની સાથ.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

**બારોટ—રેવાભાઇ ભગવાનજી,**

ઠે માળપુર–હલ્લમની ખડકી પાસે—અમદાવાદ

---

આવૃતિ ૧ લી          પ્રત ૧૦૦૦

સને ૧૯૨૪

---

અમદાવાદ—શ્રી સત્ય સાગર પ્રીન્ટીંગ પ્રેસમા
પટેલ [illegible]ચાભાઈ ચકુભાઇએ છાપ્યાં
ઠે પીરમશા રોડ

---

કીંમત ૦–૨–૦

બહુચરાજી માતાનો ગરબો

# બહુચરાજી માતાનો ગરબો.

( રાગ ઓરમાનો. )

જીરે જીરે ગણપત લાગુ પાય,
માગ્દા સુખ આપજોરે લોલ,
જીરે જીરે બહુચર કરજો મેલ,
કષ્ટ સહુ કાપજોરે લોલ.

સાખી—ગુજરાત ગામ છે કાલરી, એકસો આઠજ ગામ,
ગજા વસેછે રીઝમા, જીરે જીરે વજો સોલકી એનુ નામ
મારી બહુચરમા ચુવાળ ચોકની રાય, સદા સુખ આપજોરે લોલ

સાખી—ભલી ગાદી ભોગવે સરવે વાતનુ સુખ
વજા સોલકીને વસ્તાર નહતો, જીરે જીરે
દેવીએ મટાડયુ એનુ દુ ખ મારી ચ

સાખી—રાણી જે રાજા તણી, પીઅર પાટણ થાય
દન ચડતો વાઘેલીને થયો,
જીરે જીરે પરમન બહુચરમાય મારી ચ

સાખી—રાજા રાણી આનંદમાં, વીત્યા છે નવ માસ
રાતે જનમી બેટડી,
જીરે જીરે ઉર હતી પુત્રની આશ મારી ચ
સાખી—જન્મી પુત્રી જે સમે, મધ રાત્રીને ટાણે
પુત્રની વધાઈ મોકલી,
જીરે જીરે રાણીને વડારણ જાણે મારી ચ
સાખી—નોબત વાગી નેહથી, હરખ તણો નહિ પાર
સાકર વેચી સારા શહેરમા, જીરે જીર,
હરખ્યું વરણ અઢાર, મારી ચ
સાખી—પોશાક પેરાવે મરદના, તેજમહાલ પાડ્યુ નામ
તેર વરસનો કુંવર થયો,
જીરે જીરે વીવાહ કર્યો વસાઈ ગામ મારી ચ.
સાખી—નારી વરસે સોળની, જુગતે મલીઓ જોગ
તેજમાલ પાસે મહેલમા
જીરે જીરે ભામનીએ માગ્યો ભોગ, મારી ચ
સાખી—તેજમાલ ગભરાયો ઘણો, ઉત્તર શો દેવાય,
નારી સાથે નારી વરી,
જીરે જીરે હવે એનું તે શું થાય મારી ચ
સાખી—કર ઝાલી કહે કામની, હેતે જોડી હાથ,
નારી થઇ નારી વરયા,
જીરે જીરે કેમ કરી ચાલે ઘર સાથ મારી ચ.
સાખી—આંસુ ધારા આંખે વહે, બહુ રુવે છે બાળ,
પાપ મળ્યા પહેલા ભવ તણા,

જીરે જીરે કામનીએ કુટયુ કપાળ મારી ચ

સાખી—આકાશ તુટયુ એ સમે, ધખે અગ્ની ધાર,
માતા પીતા મરજો તમો,
જીરે જીરે જોયા વિના શોધ્યો ભરથાર, મારી ચ.

સાખી—ઘોડે હ્હાડે પીયર ગઇ, પુછે માતને તાત
મના દુ:ખે બેટા દુબળી,
જીરે જીરે વહાલી કહેને સાચી વાત મારી ચ

સાખી—સુખ દુ:ખ હવે શુ કહુ, ભાવે લખીઉં ભાગ
ગરથુથી દેવી હતી ઝેરની,
જીરે જીરે ડસીઓ ના કાળુડો નાગ, મારી ચ

સાખી—સાચી વાત શુ કહુ, ભય ઉપજે છે ભારી
વીવાહ કર્યો જોયા વિના,
જીરે જીરે નર કરી પરણાવી નારી મારી ચ

સાખી—ગુસ્સા ચઢી ગયો તાતને ઘેર્યો ઉરમા ધારયુ
માણુસ મોકલ્યુ જમાઇને તેડવા,
જીરે જીરે ઘેર આવે તો ઠેર મારૂ મારી ચ

સાખી—સાતસે સોલકી સાથમા, સજીયો કાલરી રાશ
તેજમાલ આવ્યો સાસરે,
જીરે જીરે વધાઇ વસાઈ ગામ. મારી ચ.

સાખી—તેજમાલને પાણી આપ્યુ, નાવા બેઠો નાથ
સાસરાએ નારી ઓળખી,
જીરે જીરે ખડક તાણ્યુ એણે હાથ, મારી ચ

સાખી—બુમ પાડી બહુ શહેરમા, આવ્યા મોગલ હજાર,

તેજમાલે મગાવી લાલ ઘોડલી,

જીરે જીરે મોગલોને મારી થયો સ્વાર    મારી ચ

સાખી—તેજમાલનુ દુખ જાણીને, ઘોડો પવ્વતથી ધાય

બહુચર આવ્યા વેશમા

જીરે જીરે કોટ કુદીને લાલ જાય,    મારી ચ

સાખી—લાલ ઝાલી રહેતી નથી પાછળ તુરી થાય

કાલરી ફેરે મારગે,

જીરે જીરે પરસેવે ઉર અકળાય    મારી ચ

સાખી—ખુરૂ વન તળાવડી નીર્મળ જોયુ નીર

કુતરી નાહીને બહાર નીકળી,

જીરે જીરે કુતરા થઇ ઉભો સામી તીર,    મારી ચ

સાખી—નવરાવી લાલને તે સમે ઘોડીનો ઘોડો થાય

તેજમાલ નાહ્યા હરખમા,

જીરે જીરે નારીનો નર કર્યો માય    મારી ચ

સાખી—વરખીડીએ તીસુળ કરયુ, આપન કીધુ ઠીક

દરસન દીધા માતજી,

જીરે જીરે કીધુછે કામ અધીક    મારી ચ.

સાખી—માજીના પરતાપથી, સાસરે આવ્યો શામ

પ્રીતે આપ્યુ પારખુ,

જીરે જીરે ચાવડીને લાવ્યો આપ ધામ    મારી ચ.

સાખી—વરખડી જાય બીરાજીયા, કરયુ સોલકીનુ કામ,

નારીનો નર બનાવીયો,

જીરે જીરે નવ ખડ કીધુ નામ    મારી ચ

સાખી—દહેઃ ફગાવ્યુ માતનુ, સોલકી મળીયા સાથ,
પુરી નાખી તળાવડી,
જીર જીરે મોલકી નમ્યો જોડી હાથ મારી ચ

સાખી—બરદાળી તુ બહુચરા, મરદા હીંદી માય,
પછમ ફેરી પાતશાહ,
જીરે જીરે ગુજરાતની તુ રાય. મારી ચ

સાખી—મોગલે કુકર મારીયા, ખુશીથી ગયા ખાય
પેટ ફુળ ફાડી નીકળ્યા,
જીરે જીરે પાતશાહ લાગ્યો ઘણો પાય મારી ચ

સાખી—આધળાને આખો મળે, પાગળાને મળે પાય
લક્ષ્મી લાભ માજી આપશે,
જીરે જીરે વઝાને પુત્ર ઘણા થાય મારી ચ

સાખી—બહુચર રહેજો બેલમા, ત્રીવદી હરજો તાપ,
સદા રાખજો આનદમા,
જીરે જીરે માતાજી ભુલ કરજો માફ મારી ચ

સાખી—દાસ તણા દુખ ભાગજો, રેવાજી ગુણ ગાય,
રાજનગર રહીએ અમો,
જીરે જીરે મોટી તુ માત મહુમાય મારી ચ

# સમાપ્ત.

## સ્તુતી ચંદ્રાયણી. ૧૧૫૫૯

૧

પરથમ સુતા સાઈલ, બીજી બ્રહ્મ તારણીજી,
ત્રીજી ચંદ્ર ઘંટેચી કોસમાંડા ધારણીજી
પાંચમી સ્કંધમાત, છઠ્ઠી કાત્યાયની,
કાલ રાત્રી શીવા સુદ્ધ સીધી સુખદાયની

૨

એ નવ દુર્ગા નામ, જપે જન જાગતીજી,
સગતીની કરો શેવ, ભથી છગી ભાગતીજી
મોટા મોટા દેવ, દરશન ચાય છે,
બહુચર માય પ્રતાપ, સદા સુખ થાય છે

૩

બળદાળી બહુચર માત, વંગે જાઉં વારણેજી,
ઘોળે પરવતથી ધાયા, મોલકીને કારણેજી,
કરી તલાવડી વન, નીરમળ નીર છે,
ઘોડી લઈ આવ્યો રાય, નારીનું શરીર છે

૪

નાહીને કુતરી નીરથી, બેઠી બારણેજી,
બન્યો કુતરો એસ, જોયું જગ તારણેજી,
નવરાવી ઘોડી નેહ, તોરી બન્યો તેહથી,
નારીનો બન્યો નર, બદલાયો દેહથી